ખાસ જૈનશાળાઓ માટે તૈયાર કરાવેલ.

વાંચનમાળા

# જૈન ધર્મ પ્રવેશ પોથી.

## ભાગ ૧ લો.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા,


મેઘજી હીરજીની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

નં. ૫૬૬ પાયધુની—મુંબઈ.

આવૃત્તિ ૧૦ મી. નકલ ૧૦૦૦.

વીર સંવત ૨૪૪૪ વિ સં ૧૯૭૪ ના મહા સુદ ૧.

ઇસ્વી સન ૧૯૧૮.

મૂલ્ય ૦—૧—૬.

અમદાવાદ—શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાભાઇએ છાપી.

# પ્રસ્તાવના.

જેમ ઉંડા જળાશયમાં પ્રવેશ કરવાને માટે કોઈ ઉત્તમ પ્રકારનો પગથીઆબંધ આરો–બાંધેલો હોય, તોજ તેમાં સહેલાઈથી ઉતરી શકાય છે, તેવી રીતે શ્રી તીર્થંકર ભગવંતે પ્રરૂપેલા જૈનધર્મના જ્ઞાનરૂપ અતિ ગંભીર જળાશયમાં સહેલાઈથી પ્રવેશ કરવાને એક ઉત્તમ પ્રકારનાં આરાની જરૂર છે. તેવા આરાનું કાર્ય આ જૈનધર્મની પ્રવેશપોથી કરે તો થોડે ઘણે અંશે પણ સાધર્મિ બંધુઓની સેવા થઈ કહેવાય, આવી ઉત્તમ ધારણાથી આ લઘુ પુસ્તકની યોજના કરવામાં આવી છે

આ પુસ્તક તૈયાર થયા પછી શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ તરફથી પ્રસિદ્ધવક્તા, જૈનસાક્ષર, મુનિશ્રી ચારિત્રવિજયજીને તેનું અવલોકન કરી યોગ્ય સૂચના આપવા વિનંતિ કરી હતી, તેથી તેઓશ્રીએ અવલોકન કરવા કૃપા કરી છે.

આ પહેલી પોથીમાં પદાર્થનું જ્ઞાન થવા માટે જૈન વર્ગમાં વપરાતાં પદાર્થોનાં નામ ઉપર પાઠો આપેલા છે, જેથી પદાર્થોની સમજ સહેલાઈથી પડે તેમ છે.

આ પુસ્તક ખાસ કરીને દરેક જૈનશાળાઓમાં ચલાવવાયોગ્ય થઈ પડે અને જૈનસીરિઝની જૈનોમાં ખોટ પૂરી પડે તેટલા માટે યથાશક્તિ સંપૂર્ણ બનાવવા યત્ન કરેલ છે. આ વાંચનમાળા મુંબઈની જૈનહાઈસ્કુલમાં પણ ચલાવવામાં આવે છે. શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ તરફથી આ પુસ્તકની* દશમી આવૃત્તિ છપાવવા અમોને સહાનુભૂતિ મળી છે તે બદલ તેઓશ્રીનો ઉપકાર માનવામાં આવે છે.

પ્રકાશક.

---

*જણાવવાને આનંદ થાય છે કે ટુંક વખતમાં આ પુસ્તકની દશમી આવૃત્તિ પ્રકટ કરવાનો પ્રસંગ આવ્યો છે તેજ સૂચવે છે કે જૈનોમાં આ જૈનસીરીઝનું પ્રથમ પુસ્તક કેટલું પ્રિય થઈ પડ્યું છે.

# શ્રી જૈન ધર્મ પ્રવેશ પોથી.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.

#### દેરૂં.

બાપા ! આ શું છે ?
તે દેરૂં છે.
દેરામાં શું હોય ?
અરિહંત ભગવાન્ એમાં હોય.
અરિહંત ભગવાનને શું કરાય ?
અરિહંત ભગવાન્‌નાં દર્શન કરાય.
ભગવાનનાં દર્શન કરવાથી શું થાય ?
આપણું ભલું થાય.
તેમનાં દર્શન કયારે થાય ?
તેમનાં દર્શન સવારે અને સાંજે થાય છે.
બાપા ! ત્યારે આપણે ત્યાં દર્શન કરવા જઇશું ?
હા, ભાઇ ચાલ જઇએ.

# પાઠ ૨ જો.

## પ્રતિમા.

મોટાભાઈ! જુવો, આ કેવી સુંદર પ્રતિમા છે?
હા, ભાઇ! તે બહુ સુંદર છે.
મોટાભાઈ! આ પ્રતિમા કોની છે?
ભાઇ! તે મહાવીર ભગવાનની પ્રતિમા છે.
મોટાભાઈ! તે તમે શી રીતે જાણ્યું?
ભાઈ! તેમની નીચે સિંહનું લાંછન છે તેથી.
મોટાભાઇ! આ પ્રતિમાને શું કરાય?
ભાઈ! એની પૂજા થાય, અને તેમનાં દર્શન થાય.
મોટાભાઇ! આપણે તેમની પૂજા કરીશું?
હા, ભાઇ! ચાલો પૂજા કરીએ, પ્રભુની પૂજા કરવાથી આપણું ભલું થાય છે.



# પાઠ ૩ જો.

## આરતિ.

બા! આ શું વાગે છે?
તે ઝાલર વાગે છે.
બા! તે ક્યાં વાગે છે?
તે દેરાસરમાં વાગે છે.
બા! અત્યારે શામાટે વાગે છે?

અત્યારે ભગવાન્‌ની આરતિ ઉતરે છે.

બા! આરતિ કેવી રીતે ઉતરતી હશે?

પાંચ સાત દીવાઓ પ્રગટાવી ભગવાન્‌ની સામે ઉભા રહી ફેરવે, તે આરતિ કહેવાય છે.

બા! ચાલો, ત્યારે આપણે પણ ભગવાનની આરતિ ઉતારીએ, જેથી આપણાં સારાં પરિણામ થાય.



# પાઠ ૪ થો.

## દીવો.

**પ્રેમજી**—છોકરાઓ! આજે હું એક સારી વાત લાવ્યો છું, તે તમે સાંભળશો?

**છોકરાઓ**—હા, અમે ખુશીથી સાંભળીશું. સારી વાત કોણ ન સાંભળે?

**પ્રેમજી**—ભગવાન્‌ની ભક્તિ કરવાનો એક સેહેલો ઉપાય છે.

**છોકરાઓ**—તે કયો ઉપાય?

**પ્રેમજી**—ભગવાન્‌ની આગળ મંગળ દીવો ઉતારવો.

**છોકરાઓ**—એ દીવાથી શો લાભ થાય?

**પ્રેમજી**—ભગવાન્‌ના મંદિરમાં મંગળ દીવો કરવાથી આપણાં પાપ ચાલ્યાં જાય છે, અને આપણાં પરિણામ સારાં થાય છે.

છોકરાઓ—આ વાત તને કોણે કહી ?

પ્રેમજી—એ વાત મને ગુરૂજીએ કહી છે.

છોકરાઓ—પ્રેમજી! અમે તારો ઉપકાર માનીએ છીએ.

## પાઠ ૫ મો.

### કળશ.

જુવો, ભાઈ! આ મજેનો કળશ દેખાય છે. તે કળશ પૂજાનો છે. આપણા લોકો તેને નવણ કરવાનો કળશ કહે છે. આ કળશ અરિહંત ભગવાનની પૂજામાં વપરાય છે. તે કળશના પાણીથી જિન પ્રતિમાનું પખાળ થાય છે. અરિહંત ભગવાનની પૂજામાં જળપૂજા પણ ગણેલી છે. જેનાં સારાં ભાગ્ય હોય, તે માણસ ભગવાનની પૂજા કરે છે. જળપૂજા કરવાથી માણસને ઘણો લાભ થાય છે; માટે આપણે હમેશાં જિન ભગવાનની જળપૂજા કરવી જોઇએ.

## પાઠ ૬ ઠ્ઠો.

### ચામર.

પ્રેમજી—લલ્લુ કાલે સાંજે તું ક્યાં ગયો હતો ?

લલ્લુ—હું દેરે ગયો હતો.

પ્રેમજી—કાલે ત્યાં શું હતું ?

લલ્લુ—પ્રભુજીની આંગી હતી.

પ્રેમજી—આંગીની શોભા કેવી હતી ?

લલ્લુ—ઘણી મજેની હતી.

પ્રેમજી—ત્યારે તું મને તેડવા કેમ આવ્યો નહિ ?

લલ્લુ—તેમાં તેડવા આવવું હોય ? તારે તારી મેળે આવવું જોઇએ.

પ્રેમજી—કોઈ સાથે હોય તો અવાય, એકલા જતાં કેમ ગમે ?

લલ્લુ—દેરે દર્શને જવું હોય, તેમાં સાથની શી જરૂર ? તે તો પોતાની મેળેજ જવું જોઇએ.

પ્રેમજી—એ તારૂં કહેવું ખરૂં છે, હવેથી મારી મેળે દેરે જઇશ. લલ્લુ ! કહે તો ખરો આંગીની શોભા કેવી હતી?

લલ્લુ—આંગીની શોભા ઘણીજ સારી હતી. ભગવાનની પ્રતિમા જોતાં ઘણોજ આનંદ ઉપજતો હતો.

પ્રેમજી—બીજું શું જોવાનું હતું ?

લલ્લુ—તેમાં ચામરની શોભા પણ જોવા જેવી હતી.

પ્રેમજી—પ્રભુની આગળ ચામર ઢોળવાથી શું થાય ?

લલ્લુ—ચામર ઢોળવાથી પ્રભુની ભક્તિ થાય છે.

પ્રેમજી—હવેથી હુ મારી મેળે દેરે જઇશ, અને પ્રભુને ચામર ઢોળીશ.

# પાઠ ૭ મો.

## છત્ર.

બાપા ! આ ભગવાનના માથા ઉપર શું છે ?

તે છત્ર છે.

બાપા ! છત્ર તો રાજાને માથે હોય. આ અરિહંત ભગવાન શું રાજા છે ?

હા, ભાઇ ! એ પ્રભુ મોટા રાજાના પણ રાજા અને દેવના પણ દેવ છે.

બાપા ! મોટા રાજાના પણ રાજા છે, અને દેવના પણ દેવ શી રીતે ?

મોટા રાજાઓ અને બધા દેવો પણ તેમને નમે છે ને પૂજે છે.

બાપા ! ત્યારે પ્રભુનું એવું કાંઈ નામ છે ?

હા, બેટા ! પ્રભુ ત્રણ લોકના રાજા છે અને દેવના દેવ છે તેથી ત્રિભુવનપતિ અને દેવાધિદેવ કહેવાય છે.

બાપા ! હવે હું સમજ્યો, ત્યારે તો તેમને માથે છત્ર હોવું જોઇએ. ચાલો આપણે તેમને નમન કરીએ.

---

# પાઠ ૮ મો.

## ઉપાશ્રય.

કાનજી ! તું ક્યાંથી આવે છે ?

કાકા ! હું ઉપાશ્રયથી આવું છું.

ત્યાં કેમ ગયો હતો?
ગુરૂજીને વાંદવા ગયો હતો.
ગુરૂજીએ તને શું કહ્યું?
ગુરૂજીએ મને શિખામણ આપી.
શી શિખામણ આપી?
કાકા! સાંભળો.

કોઈ જીવને દુઃખ આપવું નહીં, માબાપની સેવા કરવી, ખોટું બોલવું નહીં, અને આપણો ધર્મ બરાબર પાળવો.

વાહ વાહ! ગુરૂજીએ તને ઘણી સારી શિખામણ આપી છે.

---

## પાઠ ૯ મો.

### ઠવણી.

સોમચંદ—જો આ આપણા ગુરૂજી શું કરે છે?
હેમચંદ—તે અરિહંતનું ધ્યાન કરે છે.
સોમચંદ—તેમની સામે આ શું છે?
હેમચંદ—તે ઠવણી છે.
સોમચંદ—ઠવણી ઉપર શું હશે?
હેમચંદ—તે ઉપર સ્થાપનાચાર્ય છે.
સોમચંદ—સ્થાપનાચાર્ય શું કહેવાય?
હેમચંદ—તે આચાર્યની સ્થાપના કહેવાય.

સોમચંદ—તેને ગુરૂજી કેમ રાખતા હશે?

હેમચંદ—દરેક કામ તેમની આજ્ઞાસર કરવા માટે.

---

# પાઠ ૧૦ મો.

## દાંડો.

રામજી—ગુરૂ મહારાજ? આ આપના હાથમાં શું છે?

ગુરૂ—આ દાંડો છે.

રામજી—દાંડાનો ઉપયોગ શું થાય?

ગુરૂ—રસ્તામાં જો નદી આવે તો, તેનાથી પાણી મપાય, તથા બીજા પણ કેટલાક ઉપયોગમાં આવે છે.

રામજી—સાધુથી નદી ઓળંગાય?

ગુરૂ—હા, તેવી પ્રભુની આજ્ઞા છે માટે ઓળંગાય છે.

રામજી—કોઈ સાધુ દાંડો ન રાખે તો ચાલે?

ગુરૂ—ના, દરેક સાધુએ દાંડો રાખવો જોઇએ એવો આચાર છે.

રામજી—જો ન રાખે તો શી હરકત?

ગુરૂ—દાંડો ન રાખે તો દોષ લાગે.

રામજી—તેનું કારણ શું?

ગુરૂ—એવી સાધુની મરજાદા છે.

રામજી—ઠીક ગુરૂજી! હવે હું સમજ્યો.

# પાઠ ૧૧ મો.

## રજોહરણ.

બાપા ? આ કોણ આવે છે ?
તે સાધુજી આવે છે.
બાપા ! સાધુજી આપણા શું થાય ?
તે આપણા ગુરૂજી થાય.
બાપા ! તેમની બગલમાં શું છે ?
તે રજોહરણ છે.
બાપા ! તેઓ રજોહરણ શામાટે રાખતા હશે ?
જીવદયા પાળવાને માટે તથા રજ દૂર કરવા માટે.
બાપા ! રજોહરણથી કેવી રીતે જીવદયા પળાય ?
રજોહરણનો ગુચ્છ પોચો ને સુંવાળો હોય છે, અને તેના વડે રજ ખસેડતાં નાના મોટા જીવને ઈજા થતી નથી.

—:o:—

# પાઠ ૧૨ મો.

## નોકારવાળી.

**મોહન**—માધવ ! તારા બાપા કયાં છે ?
**માધવ**—મારા બાપા માળ ઉપર છે.
**મોહન**—માળ ઉપર શું કરે છે ?
**માધવ**—નોકારવાળી ફેરવે છે.
**મોહન**—નોકારવાળી કેવી હોય ? તે મને બતાવીશ ?

**માધવ**—હા, માળ ઉપર ચાલ તને બતાવું.

**મોહન**—ચાલો ભાઈ ઉપર જઇએ.

**માધવ**—મોહન! જો આ નોકારવાળી મારા બાપા ફેરવે છે.

**મોહન**—માધવ! આ એમાં ગોળ દાણા જેવું શું હશે?

**માધવ**—તે તેના મણકા છે.

**મોહન**—એમાં કેટલા મણકા હોય છે?

**માધવ**—એકસો ને આઠ મણકા હોય છે.

**મોહન**—એ કેવી રીતે ફેરવાય?

**માધવ**—એકએક નવકાર ગણતાં એકએક મણકા ખસેવાય.

**મોહન**—નોકારવાળી ફેરવવાથી શો લાભ થાય?

**માધવ**—એમ નવકાર ગણવાથી પાપ ધોવાય છે ને જીવને સુખ ઉપજે છે.

**મોહન**—તારા બાપા દરરોજ નોકારવાળી ફેરવે છે?

**માધવ**—હા, દરરોજ સવારમાં ઉઠીને તરત નોકારવાળી ફેરવે છે ને રાતે સુતી વેળા પણ ફેરવે છે.

**મોહન**—માધવ! ત્યારે આપણે નોકારવાળી ફેરવીએ તો કેવું સારૂં?

**માધવ**—બહુ સારૂં.

**મોહન**—ત્યારે કાલથી દરરોજ આપણે સવારે ને રાતે થોડી થોડી વાર નોકારવાળી ફેરવશું.

# પાઠ ૧૩ મો.

## સાપડો.

નથુભાઈ--આ તારા હાથમાં શું છે?

ભગુભાઇ--એ સાપડો છે.

નથુભાઇ--તે શા કામમાં આવે છે?

ભગુભાઈ--તે ઉપર પુસ્તક રાખવામાં આવે છે.

નથુભાઈ--તે ઉપર પુસ્તક રાખવાથી શો લાભ થાય?

ભગુભાઈ--જ્ઞાનની આશાતના ન થાય એ.

નથુભાઇ--આશાતના એટલે શું?

ભગુભાઇ--પુસ્તકને જ્યાં ત્યાં રખડતું મુકવું, તેને ચોળી નાખવું, ડાઘા પાડવા, અને બગાડવું, તે પુસ્તકની આશાતના[1] કહેવાય છે.

નથુભાઇ--હવે હું હમેશાં પુસ્તકને સાપડા ઉપર રાખીશ, અને તેની આશાતના કરીશ નહીં.

---

# પાઠ ૧૪ મો.

## દર્શન.

**મહેતાજી**--છોકરાઓ! તમારામાંથી જેઓ દેરે દર્શન કરવા જતા હોય, તેઓ ઉભા થાઓ.

**મહેતાજી**--કેમ મથુર અને માવજી તમે બેસી રહ્યા?

---

૧ અપમાન.

**મથુર**—મેહેતાજી સાહેબ ! હું દેરે દર્શન કરવા જતો નથી, તેથી બેસી રહ્યો.

**મહેતાજી**—મથુર ! કેમ દર્શન કરવા જતો નથી ?

**મથુર**—મને વખત મળતો નથી.

**મહેતાજી**—માવજી ! તું કેમ દર્શન કરવા જતો નથી ?

**માવજી**—સાહેબ ! હું હમેશાં મોડો ઉઠું છું, તેથી દર્શન કરવા જઈ શકતો નથી.

**મહેતાજી**—મથુર ! ખાવાનો, પીવાનો, ભણવાનો અને રમવાનો વખત મળે છે ?

**મથુર**—હા.

**મહેતાજી**—દેરે જવાનો વખત મળે નહીં, તેનું શું કારણ ?

**મથુર**—સાહેબ ! એ :મારી ભુલ છે. હવેથી હું દર્શન કરવાનો વખત જરૂર મેળવીશ.

**મહેતાજી**—માવજી ! તું મોડો ઉઠે છે કે ?

**માવજી**—હા સાહેબ! મને ઉંઘ બહુ આવે છે.

**મહેતાજી**—એ નઠારી ટેવ છોડી દે, અને દેરે દર્શન કરવાની ટેવ પાડ.

**માવજી**—સાહેબ ! હવેથી હું હમેશાં સવારે વેહેલો ઉઠીશ, અને દેરે દર્શન કરવા જઈશ.

**મહેતાજી**—છોકરાઓ ! યાદ રાખજો, કે શ્રાવકના દરેક છોકરાએ હમેશાં દેરે દર્શન કરવા જવું જોઇએ. જે દર્શન

કરવા જાય, તે સારો છોકરો કહેવાય છે. અને જે ઉંઘ કે આ-ળસથી દર્શન કરવા ન જાય, તે નઠારો છોકરો કહેવાય છે.

# પાઠ ૧૫ મો.

## જિન દર્શન વિષે કવિતા.

દોહરો.

પ્રેમે સૌ આ બાળકો, જિન મંદીરમાં જાય;
દર્શન કરવા દેવનું, હેતેથી હરખાય. ૧
ભાવ ધરી જિનરાજની, પ્રતિમા જોવા પ્રીત;
એ તો શ્રાવક બાળની, ધર્મ તણી છે રીત. ૨
તે માટે સાથે મળી, જાવું દર્શન કાજ;
નમી કહેવું મુખ થકી, જય પામો જિનરાજ. ૩

# પાઠ ૧૬ મો.

ઘંટ.

સુંદર બેન ! મારી સાથે દેરે દર્શન કરવા આવવું છે ?
હા બા ! હું ઘણી ખુશીથી આવીશ.
ઠીક બેન ! ચાલો.
મોટી બા ! દેરામાં પેસતાં પહેલું શું કરવું ?
બેન ! પ્રભુનાં દર્શન કરતાં પહેલાં ઘંટ વગાડવો જોઇએ.
ખરૂં બા ! આપણે એમજ કરશું. ઓહો ! એનો અ-વાજ તો ઘણો મોટો છેને શું ?

બેન ! એ શેનો થતો હશે ? મને તો એમ જણાય છે કે એ પીતળનો થતો હશે.

ના, બેન ! એ તો કાંસા જેવી ધાતુનો થાય છે. બધાં દેરામાં એ હોય કે ?

હા, બેન.

ઓહો ! આ તો બહુ મોટો ઘંટ છે ને શું ?

તેથીજ એને સાંકળે ટાંગવો પડયો છે.

આરતિ વખતે તો એને ઝાઝી વાર વગાડે છે.

## પાઠ ૧૭ મો.

### પૂજા.

બાપા ! ક્યાં જાઓ છો ?

ભાઈ, હું પૂજા કરવા જાઉં છું.

બાપા ! મને સાથે લઈ જશો ?

હા, ચાલ ભાઈ.

બાપા ! મને પૂજા કરતાં આવડતી નથી.

એ હું તને શીખવીશ.

બાપા ! બધા છોકરા પૂજા કરતા હશે ?

હા, શ્રાવકના છોકરાએ હમેશાં પૂજા કરવી જોઇએ.

બાપા ! ત્યારે મારા મામાનો જગુ છે, તે તો પૂજા કરતો નથી તેનું કેમ ?

તે સારો છોકરો નથી. જે સારો છોકરો હોય; તે તો પૂજા કર્યા વિના રહે નહિ.

બાપા! પૂજા કરવાથી શો લાભ થાય?

જિન ભગવાનની પૂજા કરવી, તે ભગવાનની ભક્તિ કરી કહેવાય, અને ભગવાનની ભક્તિ કરવાથી આપણી ચોખ્ખી બુદ્ધિ થાય છે, અને આપણામાં સારા ગુણ આવે છે.

---

## પાઠ ૧૮ મો.

### પૂજા વિષે કવિતા.

ચોપાઈ.

જુવો સૌ આ બિંબ અનૂપ,
મનહર મુરતિ મંગળ રૂપ;
પ્રેમ ધરી સૌ પૂજો આપ,
જાશે સઘળાં ભવનાં પાપ. ૧
લેજો જિનનું નિરમળ નામ,
થાશે સઘળાં પૂરણ કામ;
એ છે દેવતણા પણ દેવ,
કરજો તેની નિત્યે સેવ. ૨

## પાઠ ૧૯ મો.

### સામાયિક.

**ગોવિંદજી**—જમનાદાસ! તું હમેશાં સવારે ક્યાં જાય છે!

**જમનાદાસ**—હું ઉપાશ્રયે જાઉં છું.

**ગોવિંદજી**--ત્યાં શું કરે છે?

**જમનાદાસ**--હું સામાયિક કરૂં છું.

**ગોવિંદજી**--સામાયિક એટલે શું?

**જમનાદાસ**--અરે! એમાં શું પુછે છે? શ્રાવક થઇને સામાયિક એવું નામ પણ જાણતો નથી?

**ગોવિંદજી**--ના, ભાઇ! મેં તો એ નામ આજેજ કાને સાંભળ્યું.

**જમનાદાસ**--એવું બીજું નામ કાંઇ જાણે છે?

**ગોવિંદજી**--હા. આપણા લોકો કાંઇ સમાગ સમાગ એવું કહે છે, એટલું જાણું છું.

**જમનાદાસ**--એ સમાગનું નામજ સામાયિક છે.

**ગોવિંદજી**--તે શા માટે કરવી જોઇએ?

**જમનાદાસ**--સામાયિક કરવાથી તેટલો વખત આપણું મન સ્થિર રહે છે, અને આપણાં સારાં પરિણામ થાય છે અને મતિ સુધરે છે.

**ગોવિંદજી**--એક સામાયિકમાં કેટલો વખત લાગે?

**જમનાદાસ**--બે ઘડી વખત લાગે છે.

**ગોવિંદજી**--એ વખતે કેવી ધારણા રાખવી?

**જમનાદાસ**--કોઇના ઉપર રાગ, અને રીસ ન આવે તેવી સારી ધારણા રાખવી જોઇએ.

**ગોવિંદજી**--હવેથી હુ પણ હમેશાં એવી ધારણાથી સામાયિક કરીશ.

—⁂—

## પાઠ ૨૦ મો.

### પડિક્કમણું.

કાકી! તમે ક્યાં ગયાં હતાં?

ભાઈ! પડિક્કમણું કરવા ગઈ હતી.

પડિક્કમણું એટલે શું? અને તે ક્યાં થાય?

ભાઈ! આપણાથી દિવસમાં અને રાત્રીમાં જે કાંઈ પાપ થયાં હોય, તેનો પસ્તાવો કરી, તે પાપમાંથી પાછા ફરવું, તે પડિક્કમણું કહેવાય છે, અને તે ઉપાશ્રયે અથવા ઘેર થાય છે.

કાકી! તે કયે વખતે થાય છે?

ભાઈ! સવારે, અને સાંઝે થાય છે.

કાકી! સવારના પડિક્કમણાને શું કહે છે?

ભાઇ! તેને રાઇય પડિક્કમણું કહે છે.

કાકી! સાંજના પડિક્કમણાને શું કહે છે?

ભાઈ! સાંજના પડિક્કમણાને દેવસીય પડિક્કમણું કહેછે.

કાકી! મને પડિક્કમણું શીખવશો?

હા, ભાઇ! ખુશીથી શીખવીશ.

શ્રાવકના છોકરાએ દેવસીય અને રાઇય બંને પડિક્કમણાં શીખવાં જોઇએ, અને તે રોજ કરવાં જોઇએ.

## પાઠ ૨૧ મો.

### ઉપવાસ.

દેવચંદ—મોહન! આજે મારે ઘેર જમવા આવીશ?

**મોહન**--ના, ભાઇ! આજે મારે ઉપવાસ છે.

**દેવચંદ**--આજે શા સારૂ ઉપવાસ કર્યો છે?

**મોહન**--આજે મોટી ચૌદશ છે.

**દેવચંદ**--મોહન! શું મોટી ચૌદશને દિવસે ઉપવાસ કરવો જોઇએ?

**મોહન**—હા, દરેક શ્રાવકે પોતાથી બને તો આજે ઉપવાસ કરવો જોઇએ.

**દેવચંદ**--ઉપવાસ કરવાથી શું થાય?

**મોહન**--ઉપવાસ કરવાથી ખાવા, પીવાની ખટપટ મટી જાય, તેથી ધર્મધ્યાન વધારે થાય છે.

**દેવચંદ**—શું ખાઇને ધર્મ ધ્યાન ન થાય?

**મોહન**—ખાવાથી ઇંદ્રિયોને સુખ આપવાનું મન થાય છે, અને તેથી ઉંઘ અને આળસ વધે છે, અને આપણાં પરિણામ સારાં રહેતાં નથી.

**દેવચંદ**—ત્યારે હું પણ ઉપવાસ કરીશ.

**મોહન**—બહુ સારૂં, તો આપણે આજે ઉપવાસ કરી આખો દિવસ ધર્મની ચોપડીઓ વાંચીશું.

## પાઠ ૨૨ મો.

### વિનય.

બાપા! આજે જૈનશાળામાં અમારા મેહેતાજીએ કહ્યું કે, જે છોકરાઓમાં વિનય હશે, તેમને ઇનામ મળશે. બાપા! તો મારે વિનય જોઇએ છીએ, મને લાવી આપશો? બેટા! વિનય કોઈ ચીજ નથી, કે જે હું લાવી આપું. ત્યારે વિનય

શું હશે, બાપા? વિનય એ ગુણ છે, અને તે પોતાની મેળેજ મેળવી શકાય છે. બાપા! ત્યારે મારામાં કેવી રીતે વિનય આવે? ભાઈ તારે ગુરૂને પગે લાગવું, માબાપ કહે તેમ કરવું, તેમની મરજી ઉઠાવવી, જે આપણા મહેતાજી કે મોટેરા હોય તેમને માન આપવું, અને તેમની સાથે નમ્રતાથી વર્તવું, એમ કરવાથી તારામાં વિનય જોઇને તારા મેહેતાજી તને ઇનામ આપશે. બાપા! બહુ સારૂં. હવેથી હું એવી રીતે વર્ત્તીશ, અને વિનયી થઈશ.

## પાઠ ૨૩ મો.

### વિનય વિષે કવિતા.

દોહરો.

વિનય કરો સૌ બાળકો,
વિનય ધર્મનું મૂળ;
વિનય થકી વિદ્યા વધે,
વિનય દીપાવે કુળ. ૧

વિનય વિના નહીં ધર્મ જે,
વિનય વિના નહીં દાન;
વિનય વિના આ લોકમાં,
કહેવાશો નાદાન. ૨

વિનય વિના શોભા નહીં,
વિનય વિના નહીં લાજ;
વિનય વધારી સર્વમાં,
સાધો સઘળાં કાજ. ૩

# પાઠ ૨૪ મો.

## માબાપની સેવા.

**ખીમચંદ**–જીવા ! તું હમેશાં રમવા કેમ આવતો નથી ?

**જીવો**–મને વખત મળતો નથી.

**ખીમચંદ**–આખો દિવસ શું કરે છે !

**જીવો**–સવારે દાતણ કરી દેરે જાઉં છું, ત્યાં ન્હાઈ પૂજા કરી પછી ઘેર આવી વાંચવા બેસું છું.

**ખીમચંદ**–પછી શું કરે છે ?

**જીવો**–પછી જમીને જૈનશાળાએ ભણવા જાઉં છું.

**ખીમચંદ**–જૈનશાળામાંથી આવીને શું કરે છે ?

**જીવો**–પછી કસરતશાળામાં જાઉં છું.

**ખીમચંદ**–પછી શું કરે છે ?

**જીવો**–ઘેર આવીને મારાં માબાપની સેવા કરૂં છું.

**ખીમચંદ**–શી સેવા કરે છે ?

**જીવો**–મારાં માબાપ ઘરડાં છે, તેમના પગ ચાંપું છું અને પથારી કરી આપું છું.

**ખીમચંદ**–તે શિવાય બીજી શી સેવા કરે છે ?

**જીવો**–જે કામ તેઓ બતાવે, તે કરૂં છું, તેમને જોઈએ તે લાવી આપું છું, તેમને પાણી પાઉં છું અને તેમની મરજી સાચવું છું.

**ખીમચંદ**–તું માબાપની સેવા શા માટે કરે છે ?

**જીવો**—એવું શું પુછે છે? માબાપે આપણા ઉપર ઘણા ઉપકાર કર્યા છે, તેમણે ઘણાં દુઃખ વેઠી આપણને ઉછેરીને મોટા કર્યા છે, તેમને એ ઉપકારનો બદલો આપણાથી કદિપણ વાળી અપાય એમ નથી.

**ખીમચંદ**—ખરી વાત છે. દરેક છોકરાએ માબાપની સેવા કરવી જોઇએ. હવેથી હું પણ માબાપની સેવા કરીશ. ભાઈ જીવા! આજે તેં મને બહુ સારો બોધ આપ્યો. એને માટે હું તારો મોટો પાડ માનું છું.

## પાઠ ૨૫ મો.

### સંપ.

બાપા! કાલે રસ્તામાંથી મને એક કાગળનો કટકો જડયો હતો.

તેમાં શું હતું?

બાપા! તેમાં સંપ રાખવો, એમ લખ્યું હતું.

તેમાં તું કાંઈ સમજ્યો?

ના, બાપા! હું સમજ્યો નથી, બેટા! એમાં ઘણું સમજવાનું છે.

ત્યારે બાપા! મને સમજાવશો?

હા, સાંભળ.

દરેક માણસે સંપ રાખવો, એટલે સૌ સાથે હળીમળીને ચાલવું એથી ઘણા ફાયદા થાય છે. જેના ઘરમાં ભાઇઓને, બહેનોને, અને સગાંઓને સંપ હોય, તે બધી રીતે સુખી થાય છે. તું પણ ઘરમાં અને નિશાળમાં સૌની સાથે સંપ રાખજે.

બાપા ! આ કાગળનો કટકો મને બહુ ઉપયોગી થઈ પડયો. હવેથી હું હમેશાં બધાં સાથે હળીમળીને ચાલીશ, ને સંપીને રહીશ.

# પાઠ ૨૬ મો.

## ગુરૂ ભક્તિ.

ચંદુલાલ–અરે બાપુલાલ ! હમણાં તું જૈનશાળામાં કેમ આવતો નથી ?

બાપુલાલ–આપણા માસ્તર મને ઘણો ઠપકો આપે છે, તેથી હું શાળામાં આવતો નથી.

ચંદુલાલ–તને ઠપકો શામાટે આપે છે ?

બાપુલાલ–આપણા માસ્તરનો એવો સ્વભાવ છે.

ચંદુલાલ–તું બરાબર પાઠ કરી લાવે છે ?

બાપુલાલ–પાઠ કરી લાવું છુ, પણ મને આવડતો નથી.

ચંદુલાલ–તેમાં માસ્તરનો શો વાંક ?

બાપુલાલ–ત્યારે કોનો વાંક ?

ચંદુલાલ–તારો વાંક છે. જ્યારે તને આવડે નહીં, ત્યારે માસ્તર ઠપકો આપે છે.

બાપુલાલ–એ તો ખરી વાત.

ચંદુલાલ–માસ્તર આપણા ગુરૂ છે, માટે હવેથી તું એમ કોઇવાર એમનો વાંક કાઢીશ નહીં.

બાપુલાલ–એ ગુરૂ શી રીતે કહેવાય ?

ચંદુલાલ–માસ્તર આપણને ઘણી વિદ્યા ભણાવે છે. જે એક અક્ષર ભણાવે, તે પણ ગુરૂ કહેવાય છેને.

**બાપુલાલ**–હાહા, એ વાત હવે હું સમજ્યો, પણ આપણા સાધુજી પણ ગુરૂ કહેવાય છે, તેનું કેમ ?

**ચંદુલાલ**–સાધુજી ધર્મગુરૂ કહેવાય છે, અને આપણા માસ્તર તે આપણા વિદ્યાગુરૂ કહેવાય છે. તે બન્ને ગુરૂની ભક્તિ કરવી, તેમનું કહ્યું માનવું, અને તેમની ઉપર પ્રેમ રાખવો.

**બાપુલાલ**–આજથી હું તે પ્રમાણે વર્ત્તિશ, મારો વાંક હતો, છતાં માસ્તરનો વાંક કાઢયો, એ મેં બહુ ખોટું કામ કર્યું. હું એની માફી માગીશ.

# પાઠ ૨૭ મો.

## ગુરૂ ભક્તિ વિષે કવિતા.

### દોહરા.

ગુરૂ બેઠા ગુણવંત આ,
સુખકર સંયમ ધાર;
નિત આપે ઉપદેશ ને,
કરતા પર ઉપકાર. ૧

જયવંતા જિનરાજનું,
ધરતા નિત્યે ધ્યાન;
પાંચ મહાવ્રતને ધરે,
નહિ રાખે અભિમાન. ૨

વાંદો એ મુનિરાજને,
સંભારી ઉપકાર;
ગુણ ગાતાં ગુરૂરાજના,
પામો ભવનો પાર. ૩

# પાઠ ૨૮ મો.

## ચોખ્ખાઈ.

**મહેતાજી**—કાનજી ! તું બેઠો થા.

**કાનજી**—સાહેબ ! શા માટે ?

**મહેતાજી**—તું ગંદો છોકરો છે, માટે વર્ગથી દૂર બેસ.

**કાનજી**—સાહેબ ! મને માફ કરો, હું આળસથી ગંદો રહું છું. હવે મારે શી શી ચોખ્ખાઈ રાખવી તે શીખવવા મહેરબાની કરશો.

**મહેતાજી**—સાંભળ. હમેશાં દાતણ બરાબર ઘશીને કરવું, હમેશાં ચોળીને નહાવું, લુગડાં સાફ રાખવાં, ગંદકીમાં ફરવું નહીં, જે ગંદાં છોકરાં હોય, તેમની સાથે રહેવું નહીં. અને પોતાની ચીજો ચોખ્ખી રાખવી.

**કાનજી**—મહેતાજી સાહેબ ! આજે મને માફ કરો. કાલથી હું ચોખ્ખાઈ રાખીશ.

**મહેતાજી**—છોકરાઓ ! જે કોઈ ચોખ્ખાઈ નહીં રાખે, તેને આ કાનજીની જેમ વર્ગની બાહેર કાઢી મુક્વામાં આવશે. તેથી એને ઘણું શરમાવું પડશે.

# પાઠ ૨૯ મો.

## સારી સાબત.

મગન ! તું કોની સોબતમાં ફરે છે ?

હું છગનની સોબતમાં ફરૂં છું.

એ કેવો છોકરો છે વારૂ ?

તે સારો છોકરો છે.

તું એને સારો શાથી કહે છે ?

એને નાટકનાં ગાયન બહુ આવડે છે.

એ ગાયન કરે છે, પાણીમાં તરવામાં અને બીજી બધી રમતમાં હુશીયાર છે, વઢવાડમાં કોઇનો લીધો જતો નથી, સૌને હરાવી દે એવો છે, કોઈ એને ગાળ દે તો સામી દશ ચોપડાવે; કહો એ કેવો ભડ ! હું પણ થોડો થોડો એના જેવો થયો છું.

માધવજી ! તું કોની સાથે ફરે છે ?

હું રમણિકની સાથે ફરૂં છું.

તે કેવો છોકરો છે ?

તે ઘણો સારો છોકરો છે.

એ સારો છે એમ શાથી કહે છે ?

તે હમેશાં વહેલો ઉઠે છે, દેરે પૂજા કરવા જાય છે, ઉપાશ્રયે સામાયિક કરે છે, જૈનશાળામાં પહેલો નંબર રાખે છે, સારા અક્ષરો લખી શકે છે, ઘણી સારી ચોખ્ખાઈ રાખે છે, તેની સોબતથી હું પણ તેના જેવો થઈ ગયો છું.

આ હકીકત જાણી મગનને તેના બાપાએ છગનની ભાઈબંધી છોડાવી દીધી ને રમણિકની સોબત કરાવી, અને કહ્યું કે, છગનના જેવા નઠારા છોકરાની સોબત કરી તેથી તું નઠારો થયો છું, માટે રમણિકના સંગમાં રહી સુધરવું જોઇએ.

# પાઠ ૩૦ મો.

## જૂઠ

બેન તારૂં નામ શું ?

મારૂં નામ ધની.

તું સારી દીકરી કે નઠારી ?

હું કેવી છોડી છું, તે મારાથી કેમ કહેવાય કાકા !

તારામાં શો ગુણ છે ?

હું કદિ પણ જૂઠું બોલતી નથી.

બીજો શો ગુણ છે ?

કદી કોઇને ગાળો આપતી નથી.

ત્રીજો કયો ગુણ છે ?

હું કદિ પણ રીસાતી નથી.

ચોથો ?

હું કોઈની સાથે મારામારી કરતી નથી.

પાંચમો ?

હું વખત પ્રમાણે વર્તુ છું.

ધનીબા ! તું ખરેખરી ડાહી છે.

તારામાં બધા કરતાં મોટામાં મોટો ગુણ એક છે

**ધની**—તે કયો ગુણ વારૂ ?

જૂઠું ન બોલવું એ.

જૂઠું બોલનારાં છોકરાં નઠારાં થાય છે, અને જૂઠું બોલવાથી સારા ગુણ ઢંકાઈ જાય છે. જુઠાને કોઈ ચાહતું નથી.

# પાઠ ૩૧ મો.

## જૈન બાલ ધર્મ વિષે કવિતા.

### ભુજંગી છંદ.

દયા જીવની સર્વથા જેહ પાળે,
વદે સત્ય વાણી બધાં જૂઠ ટાળે;
ધરી ટેક ને ધર્મમાં ધીર રે' છે,
ખરો જૈનના બાળનો ધર્મ તે છે. ૧

બધા માત ને તાતના બોલ પાળે,
ધરી નમ્રતા સર્વની સાથ ચાલે;
સુખે સ્વચ્છતામાં સદા કાળ રે' છે,
ખરો જૈનના બાળનો ધર્મ તે છે. ૨

ભણે ભાવથી ભક્તિ રાખી ગુરૂની,
કરે પ્રેમથી નિત્ય પૂજા પ્રભુની;
કરી સંપ સૌમાં રસેથી રમે છે,
ખરો જૈનના બાળનો ધર્મ તે છે. ૩

કરી સંગ સારો ધરે રીત સારી,
ન ધારે કદિ ટેવ જે છે નઠારી;
નહીં રોસથી રોષ માંહે રહે છે,
ખરો જૈનના બાળનો ધર્મ તે છે. ૪

# પાઠ ૩૨ મો.

## એકેંદ્રિયવાળા જીવ.

દેવજી—ચાલો આપણા ગામ બહાર ખાણુ ખોદાય છે. તેમાં માટી ઘણી છે, તો આપણે તે માટીમાં રમીએ.

રામજી--ના ભાઈ! માટીમાં રમતાં પાપ લાગે.

દેવજી--માટીમાં શેનું પાપ લાગે?

રામજી--માટીમાં જીવ હોય છે. તેથી પાપ લાગે.

દેવજી--માટીમાં તે વળી જીવ હોય?

રામજી--માટી તે એકેંદ્રિય જીવ કહેવાય છે.

દેવજી--માટીમાં જીવની કઈ ઇંદ્રિય હોય?

રામજી--માટીમાં શરીર ઇંદ્રિય હોય છે.

દેવજી-એ તારી વાત ખરી છે, આપણે શ્રાવકે માટીથી ન રમવું જોઇએ. અલ્યા રામજી! બીજી કઈ ચીજ એકેંદ્રિય છે? તે કહે.

રામજી--પાણી, આગ, પવન અને લીલા ઝાડપાલા એ બધાં એકેંદ્રિય છે.

દેવજી--હા. હવે મને સમજણ પડી, તે બધામાં એક શરીર શિવાય ઇંદ્રિયો જોવામાં આવતી નથી.

## પાઠ ૩૩ મો.

### બે ઇંદ્રિયોવાળા જીવ.

માધુરી ચાલ, તને મારા વાડામાં કાંઈક બતાવું.

તારા વાડામાં શું છે?

મારા વાડામાં એક નાનો સાપ છે.

તો ચાલો આપણે જોઇએ.

પ્રેમી--આ સાપ નથી.

ત્યારે એ શું છે?

એ તો અળશીઉં છે.

પ્રેમી—તેને નાક, આંખ અને કાન કેમ નથી?

માધુરી—તે બે ઇંદ્રિય જીવ છે, તેથી તેને નાક, આંખ, અને કાન હોતાં નથી.

પ્રેમી—બે ઇંદ્રિય જીવને કઇ કઇ ઇંદ્રિય હોય?

માધુરી—તેને શરીર, અને જીભ એ બે ઇંદ્રિયો હોય છે.

પ્રેમી—તેવા બીજા જીવ હશે કે નહીં?

માધુરી—હા, તેવા બીજા પણ કેટલાક જીવ હોય છે.

# પાઠ ૩૪ મો.

## ત્રણ ઇંદ્રિયોવાળા જીવ.

દયાબેન! આ હારબંધ શું જાય છે?

તે કીડીઓ જાય છે.

કીડીઓ કેવા જીવ કહેવાય છે?

તે ત્રણ ઇંદ્રિયોવાળા જીવ કહેવાય છે.

એવા જીવોને કઇ કઇ ઇંદ્રિયો હોય છે?

નાનજી—તેમાં શું પુછે છે? તું તારી જાતે જોઈ લે.

દયા—તે ઘણો ઝીણો જીવ છે, તેથી તેનામાં ઇંદ્રિયો જણાતી નથી.

નાનજી—આ કીડી ચાલી જાય છે, તે તું જુવે છે?

દયા—હા ભાઈ.

નાનજી—ત્યારે તેમને શરીર ઇંદ્રિય છે. કીડીઓ મીઠા પદાર્થ ઉપર એકઠી થાય છે, તેથી તેને જીભ હોય છે, અને જ્યાં મીઠા પદાર્થ હોય, તેની વાસ આવવાથી તે ગમે ત્યાંથી એકઠી થઈ જાય છે, તેથી તેને નાક હોય છે. એમ કહેવાય છે.

કેમ દયા ! હવે સમજી કે ?

દયા—હા, હવે હું બરાબર તેરિંદ્રિય જીવ વિષે સમજી.

## પાઠ ૩૫ મો.

### ચાર ઇંદ્રિયોવાળા જીવ.

મોહન—હમણાં મેં એક નવી જાતનો જીવ જોયો.

ઝવેર—તે જીવ કેવો હતો ?

મોહન—તે જીવને શરીર, જીભ, નાક, અને આંખ છે. ફક્ત કાન નથી.

ઝવેર—તેવા તો બીજા ઘણા જીવો છે.

મોહન—તેવા બીજા કયા જીવો છે ?

ઝવેર—અળશીયાં અને કીડીને કાન ક્યાં હોય છે ?

મોહન—તેને તો નાક અને કાન બંને નથી. આ જીવને તો શરીર, જીભ, નાક અને આંખ છે, ફક્ત કાનજ નથી.

ઝવેર—ભાઇ ! એવા જીવનું નામ આપો.

મોહન—તે જીવનું નામ માખી છે.

ઝવેર—હા, ખરી વાત, એ તો ઘેર ઘેર હોય છે.

મોહન—તે કેવા જીવ કહેવાય ?

ઝવેર—તે ચાર ઇંદ્રિયોવાળા જીવ કહેવાય છે. કારણ કે, તેને શરીર, જીભ, નાક અને આંખ, એ ચાર ઇંદ્રિયો હોય છે.

## પાઠ ૩૬ મો.

### પાંચ ઇંદ્રિયોવાળા જીવ.

કેશવ—આ તારા હાથમાં શું છે?

પ્રેમજી—મારા હાથમાં લાકડી છે.

કેશવ—તું લાકડી કેમ રાખે છે?

પ્રેમજી—પેલી ગાય આવે છે, તેને મારવાને.

કેશવ—શ્રાવક થઇને ગાયને મરાય?

પ્રેમજી—તે ગાય મારકણી લાગે છે.

કેશવ—ના, એ ગાય મારકણી નથી, પણ ગરીબ છે.

પ્રેમજી—તને એની શી ખબર?

કેશવ—તે મારી ગાય છે, અને હું તેનું દૂધ પીઉં છું.

પ્રેમજી—ત્યારે હું મારીશ નહીં.

કેશવ—ગાય એ મોટો જીવ છે, તે તું જાણે છે?

પ્રેમજી—ના, તે મોટો જીવ કેમ? તે સમજાવ.

કેશવ—ગાયમાં પાંચે ઇંદ્રિયો હોય છે, તેથી તે મોટો જીવ કહેવાય છે.

પ્રેમજી—તેનામાં કઈ પાંચ ઇંદ્રિયો છે, તે કહે.

કેશવ—શરીર, જીભ, નાક, આંખ અને કાન. એ પાંચે ઇંદ્રિયો ગાયમાં છે.

પ્રેમજી—બીજા પાંચ ઇંદ્રિયવાળા કયા કયા જીવ છે? તે કહે.

કેશવ—ઢોર, પક્ષી, સાપ, વાંદરાં, માછલાં અને માણસો એ બધાં પાંચ ઇંદ્રિયવાળા જીવ કહેવાય છે.

પ્રેમજી—ભાઈ કેશવ! હવે હું બરાબર સમજ્યો. આજથી કોઈ પણ જીવને મારીશ નહીં.

# પાઠ ૩૭ મો.

## જીવના ભેદ વિષે કવિતા

ચોપાઇ.

માટીમાં છે ઇંદ્રિય એક,
બે ઇંદ્રિય કરમીયાં પેટ;
તેરિંદ્રિય તો કીડી ગણી,
ચારે ઇંદ્રિય માખી તણી. ૧
પંચેંદ્રિયમાં ગાય ગણાય,
શ્રાવકથી કદી તે ન હણાય;
તે જાણીને શ્રાવક બાળ,
કરજો જીવ તણી સંભાળ. ૨

સમાપ્ત.

જૈન ધર્મનાં તમામ પુસ્તકો મળવાનું એકજ સ્થાન

મેઘજી હીરજીની કંપની જૈન બુકસેલર.

ક્ષમાપનાનાં
તથા
લક્ષ્મીપુજનનાં
ફેન્સી કાર્ડ
કંકોત્રીઓ
મળવાનું
મુખ્ય સ્થાન
મેઘજી હીરજી
ની
કંપની છે
એમ જનસમુદાય-
નું કહેવું છે.

## વાર્તાવૃક્ષ.

માં નહિ વાંચેલું
વાંચશો નહિ અનુ-
ભવેલું અનુભવશો
નહિ જોએલું જોશો
રસીક અદ્ભુત વાર્તા-
ઓનું આ અમૂલ્ય
પુસ્તક ખાસ વાંચો.

કિંમત બાર
આના.



મેઘજી હીરજીની કંપની જૈન બુકસેલર.

પાયધુની નં. ૫૬૬ મુંબઈ.